2011-01-30 -Himmat Nagar

॥ શ્રી લક્ષ્મીનારાયણ વિજયતેતરામ્ ॥ ॥ સનાતન પરમો ધર્મ ॥ ॥ શ્રી ઉમિયા માતાય નમઃ ॥

## શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ, ઉત્તર સાબરકાંઠા ઝોન (ગુજરાત)



## શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ, દક્ષિણ સાબરકાંઠા ઝોન (ગુજરાત)

## શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર યુવાસંઘ, સાબર રીજીયન (ગુજરાત)

તા. ૩૦-૧-૨૦૧૧
રવિવાર

આજ રોજ તા. ૩૦-૧-૨૦૧૧ ને રવિવારના રોજ સવારે ૯-૦૦ કલાકે મોડાસીયા કડવા પાટીદાર સમાજ કેમ્પસ, ને.હા. નં. ૮, સહકારી જીનની બાજુમાં, **હિંમતનગર** ખાતે મળેલ શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ, ઉત્તર સાબરકાંઠા ઝોન, શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ, દક્ષિણ સાબરકાંઠા ઝોન અને શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર યુવાસંઘ-સાબર રીજીયનને સાંકળતી વિવિધ સમાજો, મહિલા મંડળો અને યુવા મંડળોની એક અભૂતપૂર્વ સભા શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ, નખત્રાણાના પ્રમુખ, **પાટીદાર શિરોમણી શ્રી રામજીભાઈ કરમસીભાઈ નાકરાણી**ના અધ્યક્ષ સ્થાને મળી હતી. જેમાં મોટી સંખ્યામાં મહેમાનોની તથા સનાતની જ્ઞાતિજનોની ઉપસ્થિતિ રહી હતી.

આ સભામાં મોટી સંખ્યામાં ઉપસ્થિત રહેલ સર્વે સનાતની ભાઈઓ-બહેનો તરફથી રજુ થયેલ વિચારોનો સારાંશ અને શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ, નખત્રાણા (કેન્દ્રીય સમાજ) દ્વારા તા. ૨૫-૩-૨૦૧૦ના રોજ બહાર પાડવામાં આવેલ **શ્વેતપત્ર** તેમજ તા. ૭-૫-૨૦૧૦ની કેન્દ્રીય સમાજની **અસાધારણ સામાન્ય સભા**માં સર્વાનુમતે બંધારણમાં કરાયેલ સુધારાઓ તથા તા. ૧૨-૫-૨૦૧૦ ના જ્ઞાતિના **પંચમ્ અધિવેશન**માં સર્વાનુમતે પસાર કરેલ જ્ઞાતિના રીત-રીવાજોની ૧ થી ૧૯ કલમો અને કેન્દ્રીય સમાજે તા. ૧-૭-૨૦૧૦ના રોજ બહાર પાડેલ આદેશોને અનુલક્ષીને જ્ઞાતિના રીત-રીવાજોની કલમ ૧૮-બાહ્ય આચરણો અંગે તથા કલમ ૧૯ મુજબ સામાજીક તથા ધાર્મિક પ્રશ્નો અંગેનું પાલન ચુસ્તપણે કરવા શ્વેતપત્રમાં જણાવેલ છે.

સમાજ એક જ આચાર અને વિચાર વાળો રહે, સમાજમાં એક જ પ્રકારના રીત-રીવાજોનું અને સનાતન વૈદિક હિન્દુ ધર્મનું ચુસ્તપણે પાલન થાય તે અત્યંત જરૂરી છે. પાલન ન કરનાર વ્યકિત અથવા વ્યકિત સમૂહનું સભ્યપદ રદ કરવાની સમગ્ર જવાબદારી ભારતભરના તમામ ઝોન અને ઝોનમાં આવતા સમાજોને કેન્દ્રીય સમાજ દ્વારા સોંપવામાં આવેલ છે.

કેન્દ્રીય સમાજના આ આદેશોને અનુસરીને અને આજની આ **'સમજે પાટીદાર'** સભામાં થયેલ ચર્ચા વિચારણાના અંતે આજની સભા નિષ્કર્ષ પર આવી **નીચે મુજબના ઠરાવો સર્વાનુમતે પસાર કરે છે.**

મંજુર થયેલ ઠરાવો :

ઠરાવ : ૧ શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ, ઉત્તર અને દક્ષિણ સાબરકાંઠા ઝોન, શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર યુવાસંઘ, સાબર રીજીયનના સભ્યો **સનાતન વૈદિક હિન્દુ ધર્મ**ને માનતા અને પાળતા કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિના વંશજો જ રહી શકશે યા બની શકશે.



ઠરાવ : ૨ આ સમાજ ઝોનોના તમામ સભ્ય પરિવારોના બાહ્ય આચરણો જન્મ થી મરોત્તર સુધી શુધ્ધ વૈદિક સનાતન હિન્દુ તરીકેના હોવા જોઈએ અને પાળવાના રહેશે. તેમ ન કરનાર વ્યકિત આ સમાજ ઝોનના સભ્ય રહી શકશે નહિ.

2011-01-30 -Himmat Nagar

ઠરાવ : ૩ આ સમાજ ઝોનોના તમામ સભ્ય પરિવારોએ પીરાણા સતપંથ ધર્મમાં કરવામાં આવતી મરતોત્તર દફન ક્રિયાઓમાં ભાગ લેવો નહિ, તેમજ તેને લગતી કોઈપણ ધાર્મિક ક્રિયાકર્મમાં ભાગ લેવો નહિ તેમજ તેમના જમણમાં હાજરી આપવી નહિ અને આવા કાર્યોનો સદંતર બહિષ્કાર કરવો.



ઠરાવ : ૪ આ સમાજ ઝોનોની કોઈપણ વ્યક્તિએ પીરાણા સતપંથ ધર્મની સમાજોના ધાર્મિક ઉત્સવો તેમજ ધાર્મિક સભાઓમાં ભાગ લેવો નહિ તથા તે અંગેના જમણવારના આમંત્રણનો સ્વીકાર કરવો નહિ, આપણી સમાજના ધાર્મિક હિન્દુ ઉત્સવો જેવા કે રામનવમી, જન્માષ્ટમી, નવરાત્રી, ધાર્મિક સતસંગ, ધાર્મિક પ્રતિષ્ઠા મહોત્સવ કે તેને લગતા સમુહ ભોજનના કાર્યક્રમોમાં પિરાણા સતપંથને માનતી કે અનુસરતી વ્યક્તિ યા પરિવાર તેમજ વ્યક્તિ સમુહને કોઈપણ પ્રકારનું આમંત્રણ આપવું નહિ.

ઠરાવ : ૫ (ક) આ સમાજ ઝોનોના કોઈ પણ સભ્યે તેમજ તેમના પરિવારે આજ દિવસ પછી દિકરા-દિકરીઓનાં સગપણ બાબત દિકરી આપવાનું તથા દિકરી લેવાનું સનાતન વૈદિક હિન્દુ ધર્મને પાળનારા પરિવારો સાથે કરવાનું રહેશે. પિરાણા સતપંથ ધર્મને માનનારા કોઈપણ ગામના કોઈપણ પરિવારો સાથે નવા સગપણ કે સંબંધો કરવા નહિ.

(ખ) આથી અગાઉ પીરાણા સતપંથ ધર્મને માનનારા પરિવારો સાથે કરવામાં આવેલ જૂના સંબંધોમાં આવતા સામાજીક વ્યવહારો જેવા કે લગ્ન, મામેરૂં તથા બોલામણું વગેરે પ્રસંગોમાં જઈ આવી શકાશે, પરંતુ તેવા પ્રસંગોના જમણવારમાં ભાગ લેવો નહિ.

ઠરાવ : ૬ આથી અગાઉ પીરાણા સતપંથ ધર્મને માનનારા પરિવારોમાં જૂના સંબંધોમાં (ફઈ, બહેન, દિકરી, સાસરીયું) મરણ વખતે દફન વિધિ તેમજ તેને લગતી કોઈ પણ પ્રકારની અંતિમ ક્રિયાઓમાં ભાગ લઈ શકાશે નહિ, પણ સામાજીક નીતિ-નિયમો પ્રમાણે થતો વ્યવહાર કરી અથવા ચૂકવીને પાછું આવવાનું રહેશે. તેમજ હિન્દુ ધર્મને ન છાજતી ઉત્તર ક્રિયામાં ભાગ લેવાનો રહેશે નહિ.

ઠરાવ : ૭ આ સમાજ ઝોનો દ્વારા યોજાતા સમૂહ લગ્નમાં સનાતન વૈદિક હિન્દુ ધર્મને અનુસરનાર કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિના પરિવારો ના સંતાનો નો જ સમાવેશ કરવામાં આવશે.

ઠરાવ : ૮ આ સમાજઝોનોનો કોઈપણ વ્યક્તિ અથવા સભ્ય તેમજ તેમનો પરિવાર સતપંથ ધર્મને ત્યજી સનાતન વૈદિક હિન્દુ ધર્મમાં પાછો આવવા ચાહે તો તેમને આવકારવામાં આવશે. પણ તેઓએ સનાતન ધર્મને અનુસરનાર સમાજ પાસેથી બાંહેધરી પત્ર લખાવી લાવવાનો રહેશે.

ઠરાવ : ૯ આ સમાજઝોનોમાં કોઈ પણ પીરાણા સતપંથ ધર્મને માનનાર વ્યક્તિ આ સમાજ ઝોનોનો સભ્ય હશે યા કારોબારી સભ્ય હશે, હોદ્દેદાર હશે તો તેનું સભ્યપદ રદ થઈ જતાં કારોબારી સભ્ય તેમજ હોદો આપો આપ રદ થઈ ગયો ગણાશે. સભ્ય તરીકે રદ થઈ ગયેલ કોઈ પણ સભ્યએ સમાજમાં ભરેલ કોઈ પણ **રકમ કે લવાજમ** પાછું આપવામાં આવશે નહિ અને તેવા સભ્યનો કોઈપણ પ્રકારનો સમાજ પર હક-દાવો રહેશે નહિ.

ઠરાવ : ૧૦ આ સમાજઝોન એક સનાતન વૈદિક હિન્દુ ધર્મને પાળતા લોકોની છે. તેના ઈષ્ટદેવ ભગવાન શ્રી લક્ષ્મીનારાયણ અને કુળદેવી શ્રી ઉમિયા માતાજી છે. સમાજ એને જ કહેવાય જ્યાં વ્યવસ્થિત લોકોનો જનસમુદાય એક જ ધર્મ (સનાતન વૈદિક હિન્દુ ધર્મ)ને પાળતો હોય, એકજ રીત-રિવાજને અનુસરતો હોય તેમજ એકજ આચાર-વિચારને વરેલો હોય. આ સમાજ ઝોનમાં એકતા જળવાય એ હેતુને ધ્યાનમાં લેતાં સમાજઝોનના દરેક સભ્યો તેમજ તેમના પરિવારોને ચુસ્ત પણે મૂળ સનાતન વૈદિક હિન્દુ ધર્મ પાળવા આ સમાજઝોન આદેશ કરે છે.

2011-01-30 -Himmat Nagar

ઉપરોક્ત ઠરાવોનું પાલન આ સમાજઝોનના દરેક સભ્યોએ તેમજ તેમના પરિવારોએ કરવું ફરજીયાત રહેશે. તેમાં કોઈ પણ પ્રકારની ઢીલાસ, ચૂક તેમજ બાંધ છોડ કોઈપણ સંજોગોમાં ચલાવી લેવામાં આવશે નહિ. ઉપરોક્ત નીતિ-નિયમોનું ચૂસ્તપણે પાલન કરવું અને કરાવવું એ આ સમાજઝોનના દરેક સભ્ય તેમજ તેમના પરિવારની નૈતિક ફરજ બને છે.



આ સમાજઝોનનો કોઈપણ સભ્ય તેમજ તેમનો પરિવાર જો ઉપરોક્ત ઠરાવોનું ઉલ્લંઘન કરશે તો તે સમાજ ઝોનનો ગુનેગાર ગણાશે અને તેવા સભ્યનું સભ્યપદ રદ કરવામાં આવશે તેમજ તેવા સભ્યને ભવિષ્યમાં આ સમાજ ઝોનનું સભ્ય પદ આપવામાં આવશે નહિ તેમજ તેના પરિવારને આ સમાજ ઝોન દ્વારા યોજવામાં આવતા કાર્યક્રમો તેમજ પ્રસંગોમાં ભાગ લેવા દેવામાં આવશે નહિ. આ બાબતે બીજી કોઈ પણ અન્ય ચર્ચાઓ હાથ ધરવામાં આવશે નહિ.

આજ તારીખ ૩૦-૦૧-૨૦૧૧ના રોજ મળેલ સમાજ ઝોનો તથા યુવાસંઘની મળેલ સભામાં ઉપરોક્ત ઠરાવો સર્વાનુમતે પસાર કરવામાં આવેલ છે તે તારીખ ૩૦-૧-૨૦૧૧થી જ લાગુ પાડવામાં આવે છે.

આ ઠરાવોની નકલો બંને સમાજ ઝોનોના ગામે-ગામ અને ભારત ભરની સમાજોમાં મોકલવાનું પણ નક્કી કરવામાં આવે છે.

**શ્રી સત્ય સનાતન ધર્મની જય, ભગવાન શ્રી લક્ષ્મીનારાયણની જય, શ્રી ઉમિયા માતાજીની જય**

**શ્રી નરસિંહભાઈ ધનજીભાઈ રામાણી**
**પ્રમુખ**
**શ્રી અ.ભા.ક.ક.પા. સમાજ,**
**ઉત્તર સાબરકાંઠા ઝોન (ગુજરાત)**

**શ્રી પુનમભાઈ ખીમજીભાઈ ધોળુ**
**પ્રમુખ**
**શ્રી અ.ભા.ક.ક.પા. સમાજ,**
**દક્ષિણ સાબરકાંઠા ઝોન (ગુજરાત)**

**શ્રી સૌરભ અમૃતભાઈ રામાણી**
**પ્રમુખ**
**શ્રી અ.ભા.ક.ક.પા. યુવાસંઘ,**
**સાબર રીજીયન (ગુજરાત)**

**સભા પ્રમુખ**
**શ્રી રામજીભાઈ કરમસીભાઈ નાકરાણી**
**પ્રમુખ, શ્રી અ.ભા.ક.ક.પા. સમાજ, નખત્રાણા**



**Real Patidar <mail@realpatidar.com>**

# OE 29 -Sabarkantha Samajs Ban Satpanth -Meeting dt. 30-Jan-2011 / સાબરકાંઠાના સમાજોએ સતપંથ પર પ્રતિબંધ મીક્યો -તા.૩૦.૦૧.૨૦૧૧

**Real Patidar <mail@realpatidar.com>** **Wed, Feb 2, 2011 at 9:53 PM**
To: realpatidar <realpatidar@googlegroups.com>

02-Feb-2011
|| જય લક્ષ્મીનારાયણ ||

નીચે જણાવેલ અહેવાલ, એક પ્રખર સનાતનીભાઈ દ્વારા મોકલવામાં આવેલ છે.

જણાવતા અત્યંત આનંદ થાય છે કે તા. ૩૦.૦૧.૨૦૧૧ ના પવિત્ર દિવસે સાબરકાંઠા ઉત્તર ઝોન અને દક્ષીણ ઝોન અને યુવા સંઘ સાબર ઝોન સાથે મળી ને "સમાજે પાટીદાર" નામે એક કાર્યક્રમ યોજેલ. આ કાર્યક્રમ માં ૬ થી ૭ હજાર સનાતની ભાઈ બહેનો ઉમટી પડ્યા હતા.

આ કાર્યક્રમ માં હિંમત ભાઈની ટીમ સાથે પહેલી વાર કેન્દ્રીય સમાજ તેમજ યુવા સંઘના ટોચના હોદ્દેદારોએ ભાગ લીધો હતો . એટલુંજ નહીં સમસ્ત કડવા પાટીદારો ના સર્વેસવા વડીલ શ્રીમાન શ્રી કેશવલાલ શેઠ અને મણીભાઈ "મમી" પણ ઉપસ્થિત રહ્યા હતા.

લોકો સમક્ષ હિંમતભાઈ અને તેની ટીમના અભિયાનને પહેલી વખત જાહેર માં **કેન્દ્રીય સમાજના ટોચ ના અધિકારીઓએ તેમના કાર્યની સરાહના કરી હતી.** તેથી એવું ચોખું દેખાઈ આવે છે કે આ સનાતની જાગૃતિ અભિયાન ને હવે કોઈ સત્પંથી રોકી શકવા નું નથી. ઉપસ્થિત મહાનુભવોમાં નીચેના ભાઈઓ હાજર રહ્યા હતા અને વારાફરતી તેઓએ પોતાના મંતવ્યો આપ્યા હતા

૧. કેન્દ્રીય સમાજના પ્રમુખ શ્રી રામજીભાઈ કરમશી નાકરાણી - આજની સભાના અધ્યક્ષ
૨. કેન્દ્રિય સમાજ ના ઉપ-પ્રમુખ શ્રી મનસુખભાઈ રૂડાણી
૩. પ્રખર સનાતની શ્રી હિંમત ભાઈ રતનશી ખેતાણી
૪. પ્રખર સનાતની શ્રી રમેશભાઈ માવજી વાગડિયા
૫. પ્રખર સનાતની શ્રી પ્રેમજીભાઈ કેશરાણી
૬. પ્રખર સનાતની શ્રી જયંતીભાઈ લાકડાવાલા
૭. પ્રખર સનાતની અને માજી ઉપ પ્રમુખ યુવા સંઘ - શ્રી રમેશભાઈ મુળજી ગોરાણી
૮. ઉમિયા માતાજી સંસ્થાન ઊંઝા ના પ્રમુખ શ્રી કેશવલાલ શેઠ
૯. ઉમીયા માતાજી સંસ્થાન ઊંઝા ના વડીલ શ્રી મણીભાઈ "મમી"
૧૦. ઉમિયા માતાજી સંસ્થાન ના અગ્રણી શ્રી સીતારામભાઇ કેશરી,
૧૧. નવા તરવરિયા યુવા સંઘ ના પ્રમુખ સનાતની શ્રી ગૌરાંગભાઈ ધનાણી વગેરે વગેરે.....



આ સભાના આયોજકોએ કેન્દ્રિય સમાજની ૨૯ ઝોન માં થી કોઈએ ન કરી હોય એવી હિંમત કરીને ઠરાવો પસાર કર્યા અને ઉપસ્થિત મહાનુભાવો ના હસ્તાક્ષર પણ તે ઠરાવો ઉપર કરાવ્યા હતા.

શ્રી પ્રેમજીભાઈ કેશરાણી એ ધાર્મિક બાબતે સમાજ ની અત્યાર સુધીની ભૂમિકા શું રહી હતી તે વિષે

જણાવ્યું હતું.



શ્રી રમેશભાઈ વાગડિયા એ જ્ઞાતિ અને સમાજનો ઘટના કર્મ જણાવ્યો હતો અને ધાર્મિક ક્ષેત્રે સમાજ ક્યાં ભૂલ્યો તે જણાવ્યું હતું. રમેશભાઈએ કેન્દ્રિય સમાજના પ્રમુખને સંબોધીને ખુલ્લમ ખુલ્લું કહ્યું હતું કે " સમાજ ની કારોબારી માયેલા દુધ અને દહીંમાં પગ રાખવા વાળા ઓ થી હવે ડરતા નહીં. કંઈ પણ થશે તો અમે સૌ સનાતાનીઓ તમારી સાથે છીએ તમારી પડખે હમેશાં ઉભા રહેશું.

શ્રી હિંમતભાઈએ કેન્દ્રિય સમાજ ની ધાર્મિક બાબતે સિદ્ધાંતિક જવાબદારીઓ ની છણાવટ કરતા કહ્યું હતું કે સમાજ કોને કહેવાય? સમાજ એને જ કહેવાય જ્યાં વ્યવસ્થિત લોકોનો જન સમુદાય એકજ ધર્મ પાળતો હોય, એકજ રીતિરિવાજ પાળતો હોય અને એકજ આચાર વિચારને વરેલો હોય.અન્યથા એ માત્ર જન સમુદાય જ કહેવાય. સમાજ કોઈ દિવસે ધર્મ નિર્પેક્ષ હોઈજ ન શકે.

શ્રી જયંતભાઈ લાકડાવાલાએ કેન્દ્રીય સમાજના અગ્રણીઓ હજી સુધી સત્પંથ ધર્મ પાળતા લોકોને કેન્દ્રીય સમાજ ન સમાવી શકે એવી ખુલ્લી સ્પષ્ટતા શા માટે સભ્યો ને લેખિતમાં નથી જણાવતા. તેઓએ એ પણ જણાવ્યું હતું કે કેન્દ્રિય સમાજ અને તેની અંતર્ગત આવતી ઝોનો અને તમામ ઘટક સમાજો ની કોઈ પણ સભાઓ માં સર્વ પ્રથમ આપણે સૌ સનાતાનીઓ છીએ એવા શબ્દો થી શુરૂઆત કરશું તો આવતા સમય માં સનાતન ધર્મ ની મશાલ જાગૃત રહેશે. કેન્દ્રીય સમાજના સનાતન ધર્મ ના પ્રચાર પ્રસાર કાર્ય માં સનાતન યુવા સંઘનો કેવો રોલ રહેશે તે બાબતની છણાવટ કરી હતી.

શ્રી ગૌરાંગભાઈ ધનાણી એ યુવા સંઘ ની સ્થાપના વખતે ના મૂળભૂત ઉદ્દેશો માં સનાતન ધર્મ માટે યુવા સંઘ કટીબધ હતું - છે - અને રહેશે તેવી યુવા સંઘ તરફ થી બાન્હેધરીઓ આપી હતી.તેઓએ એક વાત ઉપર ખાસ ભાર મુક્યો હતો કે સનાતન ધર્મ બાબતે કેન્દ્રીય સમાજને આથવા તો તેની અંતર્ગત આવતી તમામ એ **તમામ સંસ્થાઓ કે સમાજોએ તેની દરેક મીટીંગો માં કે કાર્યક્રમોમાં આપણો ધર્મ સનાતન ધર્મ છે એવો ઉલ્લેખ અચૂક કવાનો રહેશે** જે થી આપણે આપણા ધર્મ ને ભૂલી ન જઈએ અને સત્પંથ તરફ આપણે અથવા તો આપણી ભાવી પેઢી ભૂલથી પણ ખેંચાઈ ન જાય.

મુખ્ય મહેમાન તરીકે આવેલા શ્રી મણીભાઈ 'મમ્મી' એ તેમનું મંતવ્ય આપતા કહ્યું હતું કે સનાતન ધર્મ આપણો મૂળ ધર્મ છે અને ઉમિયા માતાજી આપણા કુળદેવી છે. આ ઈન્ટરનેટ ન યુગ માં હજી આપણ ને કેટલા સત્પન્થીઓ ને સમજાવવા પડશે કે સત્પંથ આપણી જ્ઞાતિનો ધર્મ નથી. ઉમિયા માતાજી સંસ્થાને તો છેક ૩૫ વરસ પહેલા ઠરાવ પસાર કરીને સ્પષ્ટતા કરી દીધી હતી કે પીરાણા સત્પંથ માં થી આપણા કડવા પટેલોને બહાર કાઢવા માટે આ સંસ્થા સર્વ પ્રયત્નો કરશે. હજી સુધી આ હિંમત ભાઈ ને અને રમેશભાઈને ભારતભરમાં કેટલી સભાઓ કરવી પડશે? જ્ઞાતિની અખંડતા રાખવી હશે તો નાનક્દાસને ફરી વખત હું વિનંતી કરુછું કે પીરાણું મુકવું પડે તો મૂકી દેજો, ગાદીનો ત્યાગ કરવો પડે તો કરી દેજો, પણ જ્ઞાતિને એક રાખવા માટે કેન્દ્રીય સમાજના સનાતની પ્રવાહ માં ભળી જજો.

શ્રી રમેશભાઈ ગોરાણીએ પોતની આગવી શૈલી માં બોલતા જણાવ્યું હતું કે આ મુમના ઓ નો આપણી કેન્દ્રિય સમાજ માં થી સફાયો હવે થવોજ જોઈએ. હવે તેઓને એકલ દોકલ ભેળવવાનું બંધ કરીએ નહીં તો આજે તેઓ સપોલીયું બનીને આપણા વચ્ચે બેસી જશે અને આવતી કાલે સાપ બનીને ફરી પાછી ફેણ મારશે.

જ્ઞાતિ શિરોમણી શ્રી રામજીભાઈ કરમશી નાકરાણીએ તેમના વક્તવ્યમાં પોતે પીરાણા ના નીશ્કલંકી ધામ નખત્રાણા ના ઉદ્ઘાટન માં ગયા હતા તે મારી ભૂલ હતી એવું જાહેર માં કબુલ્યું હતુ. કદાચ મારી આ ભૂલને લીધેજ હિંમતભાઈ - રમેશભાઈ - પ્રેમજીભાઈ ને આ સનાતન જાગૃતિ અભિયાન ચાલુ કરવું પડ્યું હશે તો હું એનો નિમિત્ત બન્યો છું. અને સ્વર્ણિમ મહોત્સવ પહેલાં અને પછી સત્પંથી ભાઈઓ ની નકારાત્મક ગતિવિધિઓ ને લઈને કેન્દ્રીય સમાજને ઘણું બધું નુકશાન પહોંચ્યું છે અને તેથી આપણે ધર્મ બાબતે વધુ ને વધુ સંઘઠીત થઇ મજબુત થતા ગયા તે સારી વાત છે. હવે આપણને વધુ

મજબુત થવું છે અને દરેક ઝોન અને ઘટક સમાજોએ કેન્દ્રીય સમાજના આદેશ મુજબ વર્તવાનું રહેશે અને તેમાં તે લોકોને કંઈ પણ તકલીફ પડે તો કેન્દ્રિય સમાજનો સંપર્ક તુરંત કરવાની હું ભલામણ કરું છું.



આ સાથે ઠરાવોની સ્કેન કરેલ કોપી પણ મોકલાવેલ છે.

Real Patidar
www.realpatidar.com

-----------------------------------------------------------------------------------------------------------------------------------

- Views expressed here are for the sake of discussion and knowledge only.
- To fully understand the contents of this email, you may be required to read http://issuu.com/patidar/docs/series_1_-covering_email_contents
- To know more visit www.realpatidar.com or send a request-mail to mail@realpatidar.com
- To receive emails send a request to mail@realpatidar.com or join google group http://groups.google.com/group/realpatidar/

--------------

BEWARE !! BEWARE !!
Phishing attacks: Following ids of Pro-Satpanthis;
1. real-patidar@googlegroups.com 2. realpatidarr@gmail.com 3. realpatidaar@gmail.com
are **NOT** related to the www.realpatidar.com, the original Real Patidar

-----------------------------------------------------------------------------------------------------------------------------------

**OE 29 -Sabarkantha Samajs -Bans Satpanth -30-Jan-2011 -D.pdf**
911K

॥ શ્રી લક્ષ્મીનારાયણ વિજયતેતરામ્ ॥ ॥ સનાતન પરમો ધર્મ ॥ ॥ શ્રી ઉમિયા માતાય નમઃ ॥

## શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ, ઉત્તર સાબરકાંઠા ઝોન (ગુજરાત)
## શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ, દક્ષિણ સાબરકાંઠા ઝોન (ગુજરાત)
## શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર યુવાસંઘ, સાબર રીજીયન (ગુજરાત)



તા. ૩૦-૧-૨૦૧૧
રવિવાર

આજ રોજ તા. ૩૦-૧-૨૦૧૧ ને રવિવારના રોજ સવારે ૯-૦૦ કલાકે મોડાસીયા કડવા પાટીદાર સમાજ કેમ્પસ, ને.હા. નં. ૮, સહકારી જીનની બાજુમાં, **હિંમતનગર** ખાતે મળેલ શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ, ઉત્તર સાબરકાંઠા ઝોન, શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ, દક્ષિણ સાબરકાંઠા ઝોન અને શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર યુવાસંઘ-સાબર રીજીયનને સાંકળતી વિવિધ સમાજો, મહિલા મંડળો અને યુવા મંડળોની એક અભૂતપૂર્વ સભા શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ, નખત્રાણાના પ્રમુખ, **પાટીદાર શિરોમણી શ્રી રામજીભાઈ કરમસીભાઈ નાકરાણી**ના અધ્યક્ષ સ્થાને મળી હતી. જેમાં મોટી સંખ્યામાં મહેમાનોની તથા સનાતની જ્ઞાતિજનોની ઉપસ્થિતિ રહી હતી.

આ સભામાં મોટી સંખ્યામાં ઉપસ્થિત રહેલ સર્વે સનાતની ભાઈઓ-બહેનો તરફથી રજુ થયેલ વિચારોનો સારાંશ અને શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ, નખત્રાણા (કેન્દ્રીય સમાજ) દ્વારા તા. ૨૫-૩-૨૦૧૦ના રોજ બહાર પાડવામાં આવેલ **શ્વેતપત્ર** તેમજ તા. ૭-૫-૨૦૧૦ની કેન્દ્રીય સમાજની **અસાધારણ સામાન્ય સભા**માં સર્વાનુમતે બંધારણમાં કરાયેલ સુધારાઓ તથા તા. ૧૨-૫-૨૦૧૦ ના જ્ઞાતિના **પંચમ્ અધિવેશન**માં સર્વાનુમતે પસાર કરેલ જ્ઞાતિના રીત-રીવાજોની ૧ થી ૧૯ કલમો અને કેન્દ્રીય સમાજે તા. ૧-૭-૨૦૧૦ના રોજ બહાર પાડેલ આદેશોને અનુલક્ષીને જ્ઞાતિના રીત-રીવાજોની કલમ ૧૮-બાહ્ય આચરણો અંગે તથા કલમ ૧૯ મુજબ સામાજીક તથા ધાર્મિક પ્રશ્નો અંગેનું પાલન ચુસ્તપણે કરવા શ્વેતપત્રમાં જણાવેલ છે.

સમાજ એક જ આચાર અને વિચાર વાળો રહે, સમાજમાં એક જ પ્રકારના રીત-રીવાજોનું અને સનાતન વૈદિક હિન્દુ ધર્મનું ચુસ્તપણે પાલન થાય તે અત્યંત જરૂરી છે. પાલન ન કરનાર વ્યકિત અથવા વ્યકિત સમૂહનું સભ્યપદ રદ કરવાની સમગ્ર જવાબદારી ભારતભરના તમામ ઝોન અને ઝોનમાં આવતા સમાજોને કેન્દ્રીય સમાજ દ્વારા સોંપવામાં આવેલ છે.

કેન્દ્રીય સમાજના આ આદેશોને અનુસરીને અને આજની આ **'સમજે પાટીદાર'** સભામાં થયેલ ચર્ચા વિચારણાના અંતે આજની સભા નિષ્કર્ષ પર આવી **નીચે મુજબના ઠરાવો સર્વાનુમતે પસાર કરે છે.**

મંજૂર થયેલ ઠરાવો :



ઠરાવ : ૧ શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ, ઉત્તર અને દક્ષિણ સાબરકાંઠા ઝોન, શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર યુવાસંઘ, સાબર રીજીયનના સભ્યો **સનાતન વૈદિક હિન્દુ ધર્મને** માનતા અને પાળતા કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિના વંશજો જ રહી શકશે યા બની શકશે.

ઠરાવ : ૨ આ સમાજ ઝોનોના તમામ સભ્ય પરિવારોના બાહ્ય આચરણો જન્મ થી મરોત્તર સુધી શુધ્ધ વૈદિક સનાતન હિન્દુ તરીકેના હોવા જોઈએ અને પાળવાના રહેશે. તેમ ન કરનાર વ્યકિત આ સમાજ ઝોનના સભ્ય રહી શકશે નહિ.

ઠરાવ : ૩ આ સમાજ ઝોનોના તમામ સભ્ય પરિવારોએ પીરાણા સતપંથ ધર્મમાં કરવામાં આવતી મરતોત્તર દફન ક્રિયાઓમાં ભાગ લેવો નહિ, તેમજ તેને લગતી કોઈપણ ધાર્મિક ક્રિયાકર્મમાં ભાગ લેવો નહિ તેમજ તેમના જમણમાં હાજરી આપવી નહિ અને આવા કાર્યોનો સદંતર બહિષ્કાર કરવો.

ઠરાવ : ૪  આ સમાજ ઝોનોની કોઈપણ વ્યક્તિએ પીરાણા સતપંથ ધર્મની સમાજોના ધાર્મિક ઉત્સવો તેમજ ધાર્મિક સભાઓમાં ભાગ લેવો નહિ તથા તે અંગેના જમણવારના આમંત્રણનો સ્વીકાર કરવો નહિ, આપણી સમાજના ધાર્મિક હિન્દુ ઉત્સવો જેવા કે રામનવમી, જન્માષ્ટમી, નવરાત્રી, ધાર્મિક સતસંગ, ધાર્મિક પ્રતિષ્ઠા મહોત્સવ કે તેને લગતા સમુહ ભોજનના કાર્યક્રમોમાં પિરાણા સતપંથને માનતી કે અનુસરતી વ્યક્તિ યા પરિવાર તેમજ વ્યક્તિ સમુહને કોઈપણ પ્રકારનું આમંત્રણ આપવું નહિ.

સમાજમાં
આવા ચોખા
નિર્ણયો લેવાની
સખત જરૂર છે.

ઠરાવ : ૫ (ક) આ સમાજ ઝોનોના કોઈ પણ સભ્યે તેમજ તેમના પરિવારે આજ દિવસ પછી દિકરા-દિકરીઓનાં સગપણ બાબત દિકરી આપવાનું તથા દિકરી લેવાનું સનાતન વૈદિક હિન્દુ ધર્મને પાળનારા પરિવારો સાથે કરવાનું રહેશે. પિરાણા સતપંથ ધર્મને માનનારા કોઈપણ ગામના કોઈપણ પરિવારો સાથે નવા સગપણ કે સંબંધો કરવા નહિ.

(ખ) આથી અગાઉ પીરાણા સતપંથ ધર્મને માનનારા પરિવારો સાથે કરવામાં આવેલ જૂના સંબંધોમાં આવતા સામાજીક વ્યવહારો જેવા કે લગ્ન, મામેરૂં તથા બોલામણું વગેરે પ્રસંગોમાં જઈ આવી શકાશે, પરંતુ તેવા પ્રસંગોના જમણવારમાં ભાગ લેવો નહિ.

ઠરાવ : ૬ આથી અગાઉ પીરાણા સતપંથ ધર્મને માનનારા પરિવારોમાં જૂના સંબંધોમાં (ફઈ, બહેન, દિકરી, સાસરીયું) મરણ વખતે દફન વિધિ તેમજ તેને લગતી કોઈ પણ પ્રકારની અંતિમ ક્રિયાઓમાં ભાગ લઈ શકાશે નહિ, પણ સામાજીક નીતિ-નિયમો પ્રમાણે થતો વ્યવહાર કરી અથવા ચૂકવીને પાછું આવવાનું રહેશે. તેમજ હિન્દુ ધર્મને ન છાજતી ઉત્તર ક્રિયામાં ભાગ લેવાનો રહેશે નહિ.

ઠરાવ : ૭ આ સમાજ ઝોનો દ્વારા યોજાતા સમૂહ લગ્નમાં સનાતન વૈદિક હિન્દુ ધર્મને અનુસરનાર કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિના પરિવારો ના સંતાનો નો જ સમાવેશ કરવામાં આવશે.

ઠરાવ : ૮ આ સમાજઝોનોનો કોઈપણ વ્યક્તિ અથવા સભ્ય તેમજ તેમનો પરિવાર સતપંથ ધર્મને ત્યજી સનાતન વૈદિક હિન્દુ ધર્મમાં પાછો આવવા ચાહે તો તેમને આવકારવામાં આવશે. પણ તેઓએ સનાતન ધર્મને અનુસરનાર સમાજ પાસેથી બાંહેધરી પત્ર લખાવી લાવવાનો રહેશે.

ઠરાવ : ૯ આ સમાજઝોનોમાં કોઈ પણ પીરાણા સતપંથ ધર્મને માનનાર વ્યક્તિ આ સમાજ ઝોનોનો સભ્ય હશે યા કારોબારી સભ્ય હશે, હોદેદાર હશે તો તેનું સભ્યપદ રદ થઈ જતાં કારોબારી સભ્ય તેમજ હોદો આપો આપ રદ થઈ ગયો ગણાશે. સભ્ય તરીકે રદ થઈ ગયેલ કોઈ પણ સભ્યએ સમાજમાં ભરેલ કોઈ પણ **રકમ કે લવાજમ** પાછું આપવામાં આવશે નહિ અને તેવા સભ્યનો કોઈપણ પ્રકારનો સમાજ પર હક-દાવો રહેશે નહિ.



ઠરાવ : ૧૦ આ સમાજઝોન એક સનાતન વૈદિક હિન્દુ ધર્મને પાળતા લોકોની છે. તેના ઈષ્ટદેવ ભગવાન શ્રી લક્ષ્મીનારાયણ અને કુળદેવી શ્રી ઉમિયા માતાજી છે. સમાજ એને જ કહેવાય જ્યાં વ્યવસ્થિત લોકોનો જનસમુદાય એક જ ધર્મ (સનાતન વૈદિક હિન્દુ ધર્મ)ને પાળતો હોય, એકજ રીત-રિવાજને અનુસરતો હોય તેમજ એકજ આચાર-વિચારને વરેલો હોય. આ સમાજ ઝોનમાં એકતા જળવાય એ હેતુને ધ્યાનમાં લેતાં સમાજઝોનના દરેક સભ્યો તેમજ તેમના પરિવારોને ચુસ્ત પણે મૂળ સનાતન વૈદિક હિન્દુ ધર્મ પાળવા આ સમાજઝોન આદેશ કરે છે.

ઉપરોક્ત ઠરાવોનું પાલન આ સમાજઝોનના દરેક સભ્યોએ તેમજ તેમના પરિવારોએ કરવું ફરજીયાત રહેશે. તેમાં **કોઈ પણ પ્રકારની ઢીલાસ, ચૂક તેમજ બાંધ છોડ કોઈપણ સંજોગોમાં ચલાવી લેવામાં આવશે નહિ.** ઉપરોક્ત નીતિ-નિયમોનું ચૂસ્તપણે પાલન કરવું અને કરાવવું એ આ સમાજઝોનના દરેક સભ્ય તેમજ તેમના પરિવારની નૈતિક ફરજ બને છે.



આ સમાજઝોનનો કોઈપણ સભ્ય તેમજ તેમનો પરિવાર જો ઉપરોક્ત ઠરાવોનું ઉલ્લંઘન કરશે તો તે સમાજ ઝોનનો ગુનેગાર ગણાશે અને તેવા સભ્યનું સભ્યપદ રદ કરવામાં આવશે તેમજ તેવા સભ્યને ભવિષ્યમાં આ સમાજ ઝોનનું સભ્ય પદ આપવામાં આવશે નહિ તેમજ તેના પરિવારને આ સમાજ ઝોન દ્વારા યોજવામાં આવતા કાર્યક્રમો તેમજ પ્રસંગોમાં ભાગ લેવા દેવામાં આવશે નહિ. આ બાબતે બીજી કોઈ પણ અન્ય ચર્ચાઓ હાથ ધરવામાં આવશે નહિ.

આજ તારીખ ૩૦-૦૧-૨૦૧૧ના રોજ મળેલ સમાજ ઝોનો તથા યુવાસંઘની મળેલ સભામાં ઉપરોક્ત ઠરાવો સર્વાનુમતે પસાર કરવામાં આવેલ છે તે તારીખ ૩૦-૧-૨૦૧૧થી જ લાગુ પાડવામાં આવે છે.

આ ઠરાવોની નકલો બંને સમાજ ઝોનોના ગામે-ગામ અને ભારત ભરની સમાજોમાં મોકલવાનું પણ નક્કી કરવામાં આવે છે.

શ્રી સત્ય સનાતન ધર્મની જય, ભગવાન શ્રી લક્ષ્મીનારાયણની જય, શ્રી ઉમિયા માતાજીની જય

કેન્દ્રિય સમાજના પ્રમુખની સહી

શ્રી નરસિંહભાઈ ધનજીભાઈ રામાણી
પ્રમુખ
શ્રી અ.ભા.ક.ક.પા. સમાજ,
ઉત્તર સાબરકાંઠા ઝોન (ગુજરાત)

શ્રી પુનમભાઈ ખીમજીભાઈ ધોળુ
પ્રમુખ
શ્રી અ.ભા.ક.ક.પા. સમાજ,
દક્ષિણ સાબરકાંઠા ઝોન (ગુજરાત)

શ્રી સૌરભ અમૃતભાઈ રામાણી
પ્રમુખ
શ્રી અ.ભા.ક.ક.પા. યુવાસંઘ,
સાબર રીજીયન (ગુજરાત)

સભા પ્રમુખ
શ્રી રામજીભાઈ કરમશીભાઈ નાકરાણી
પ્રમુખ, શ્રી અ.ભા.ક.ક.પા. સમાજ, નખત્રાણા

...






**Real Patidar <mail@realpatidar.com>**

# OE 33 -Chhabhaiya Parivar boycotts Satpanth / છાભૈયા પરિવાર દ્વારા સતપંથનો બહિષ્કાર

**Real Patidar <mail@realpatidar.com>** **Mon, May 2, 2011 at 9:45 PM**
To: realpatidar <realpatidar@googlegroups.com>

02-May-2011

|| જય લક્ષ્મીનારાયણ || || Jay Laxminarayan ||

છાભૈયા પરિવારે પોતાને સનાતની જાહેર કરીને સતપંથનો બહિષ્કાર કર્યો છે.
Chhabhaiya Parivar has declared itself to be Sanatani and hence have boycotted Satpanth.

જુવો પાટીદાર સૌરભના એપ્રિલ ૨૦૧૧ના અંકમાં છપાયેલ લેખ. આ લેખ આ ઈમૈલ સાથે જોડેલ પણ છે.
See April 2011 edition of Patidar Saurabh. Relevant page is attached for quick reference.

Real Patidar
www.realpatidar.com
----------------------------------------------------------------------------------------------------------------------------------------
- Views expressed here are for the sake of discussion and knowledge only.
- To fully understand the contents of this email, you may be required to read http://issuu.com/patidar/docs/series_1_-covering_email_contents
- To know more visit www.realpatidar.com or send a request-mail to mail@realpatidar.com
- To receive emails send a request to mail@realpatidar.com or join google group http://groups.google.com/group/realpatidar/
- Views expressed here are not necessarily of Real Patidar or subscribed by Real Patidar.
--------------
BEWARE !! BEWARE !!
Phishing attacks: Following ids of Pro-Satpanthis;
1. real-patidar@googlegroups.com 2. realpatidarr@gmail.com 3. realpatidaar@gmail.com
are **NOT** related to the www.realpatidar.com, the original Real Patidar
----------------------------------------------------------------------------------------------------------------------------------------

**OE 33 -Chhabhaiya Parivar Boycotts Satpanth.pdf**
1144K

નિર્ધાર



## છાભૈયા પરિવારને સનાતની પરિવાર જાહેર કરાયો

# કેન્દ્રીય સમાજના શ્વેતપત્રનો પ્રથમ અમલ કરતો છાભૈયા પરિવાર

કેન્દ્રીય સમાજના શ્વેતપત્ર અને આદેશ બાદ દેશભરમાં જાગેલા સનાતની જુવાળમાં હવે પરિવાર સંગઠનોએ પણ ઝુકાવતાં સનાતની ચળવળને ઓર વેગ મળ્યો છે. શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર છાભૈયા પરિવારે તેમના પરિવારને સનાતની જાહેર કરતો ઠરાવ પણ પસાર કરી એક ઐતિહાસિક કદમ ઉઠાવ્યું છે.

અમદાવાદ ખાતે તા.૧૩-૩-૧૧ના મળેલ છાભૈયા પરિવારની રાષ્ટ્રીય કારોબારી સભામાં આ મહત્વપૂર્ણ નિર્ણય લેવામાં આવ્યો હતો. કેટલાક ગામ, શહેર, રાજ્યમાંથી પરિવારના ભાઈઓના પત્રો આવેલ જેમાં શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ નખત્રાણાએ બહાર પાડેલ શ્વેતપત્ર અને તેના ધારાધોરણના પાલન માટે છાભૈયા પરિવારનું વલણ શું રહેશે તે બાબતે જાણકારી માંગતા તેના પર થયેલ ચર્ચા-વિચારણાને અંતે આ ઐતિહાસિક ઠરાવ કારોબારીએ સર્વાનુમતે પસાર કર્યો હતો.

શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ નખત્રાણા દ્વારા ગત તા.૨૫-૩-૧૦ના રોજ બહાર પાડવામાં આવેલ શ્વેતપત્રનું સાંગોપાંગ ચુસ્તપણે પાલન કરવા અને પરિવારનું નામ હાલે 'શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર છાભૈયા પરિવાર' છે તેના બદલે હવેથી 'શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સનાતન છાભૈયા પરિવાર' રાખવા છાભૈયા પરિવારની રાષ્ટ્રીય કારોબારીએ આગામી મળનાર જનરલ સભાને બહાલ રાખવા પણ આગ્રહપૂર્વક ભલામણ કરી છે.

છાભૈયા પરિવારના પ્રમુખ શ્રી ધનજીભાઈ મનજીભાઈ (બેંગલોર)ના અધ્યક્ષસ્થાને મળેલ આ સભામાં શરૂઆતમાં મંત્રી શ્રી જયેશભાઈ સોમજીભાઈ (ભુજ) એ દરેકનું સ્વાગત કરેલ. છાભૈયા પરિવારની રાષ્ટ્રીય કારોબારીના ૫૧ સભ્યોમાંથી ૩૨ સભ્યો આ સભામાં ઉપસ્થિત રહ્યા હતા અને ચર્ચામાં ભાગ લઈ મહત્ત્વપૂર્ણ સૂચનો કર્યા હતા.

પરિવારની ત્રિવાર્ષિક સામાન્ય સભા અને મિલન સમારોહ આગામી શ્રાવણ માસમાં મળશે. સ્થળ અને સમય પાછળથી જણાવવામાં આવશે. આગામી સ્નેહમિલન સમારોહના ભોજનના દાતા તરીકે પરિવારના પૂર્વ ઉપપ્રમુખ સ્વ. અરજણભાઈ લાલજીભાઈ (બોરીવલી) પરિવાર રહેશે.

પરિવારના ઉપપ્રમુખ શ્રી વિઠ્ઠલભાઈ (હિંમતનગર) સહમંત્રી શ્રી માવજીભાઈ (નખત્રાણા), નિવૃત્ત પ્રિન્સીપાલ શ્રી રતિભાઈ (તલોદ), એડવોકેટ શ્રી ગણપતભાઈ (તખતગઢ) સહિતના સભ્યોએ પરિવારના ઉત્કર્ષ અને સંગઠન માટે તેમના મુક્ત મંતવ્યો રજૂ કર્યા હતા.

અધ્યક્ષસ્થાનેથી પ્રમુખ શ્રી ધનજીભાઈએ સભ્યોએ રજૂ કરેલ મંતવ્યોના પ્રત્યુત્તર આપ્યા હતા. દેશભરમાંથી ઉપસ્થિત રહેલ સર્વે કારોબારી સભ્યોની પરિવાર પ્રત્યેની નિષ્ઠાની પણ પ્રમુખશ્રીએ સરાહના કરી હતી.

સનાતની પ્રશ્ને કેન્દ્રીય સમાજે શ્વેતપત્ર અને આદેશ બહાર પાડી સ્પષ્ટ ગાઈડલાઈન્સ આપી દીધા બાદ દેશભરમાં ઝોન સમાજો અને સ્થાનિક નાની-મોટી સમાજોએ તેનો અમલ વહેલો જ શરૂ કરી દીધો હતો પણ પરિવાર ક્ષેત્રે શું કરવું તે પ્રશ્ન સમગ્ર સમાજમાં ઘૂમરાતો હતો તેમાં છાભૈયા પરિવારે પહેલ કરી દિવાદાંડી રૂપ કાર્ય કર્યું છે.

છાભૈયા પરિવારની આ જાહેરાતને દેશભરમાંથી વ્યાપક આવકાર મળ્યો છે. પરિવાર એ સમાજથી ઉપર નથી અને દરેક પરિવારોએ છાભૈયા પરિવારની જેમ જ વહેલી તકે શ્વેતપત્રનો અમલ કરી સનાતની સમાજની રચનાની ચળવળને વેગ આપવો જોઈએ તેવી લાગણી જ્ઞાતિજનો સેવી રહ્યા છે.

❖



realpatidar.com

**Real Patidar <mail@realpatidar.com>**

# OE 34 -Limbani Parivar boycotts Satpanth / લીંબાણી પરિવાર દ્વારા સતપંથનો બહિષ્કાર

**Real Patidar <mail@realpatidar.com>** **Mon, May 16, 2011 at 12:01 PM**
To: realpatidar <realpatidar@googlegroups.com>

16-May-2011

|| જય લક્ષ્મીનારાયણ || || Jay Laxminarayan ||

છાભૈયા પરિવારની જેમ, હવે લીંબાણી પરિવારે પણ, સતપંથીઓનો બહિષ્કાર કરીને, પોતાને સનાતની તરીકે જાહેર કરી દીધા છે.
Following the Chhabhaiya Parivar, now Limbani Parivar has also declared itself to be Sanatanis and have boycotted Satpanthis.

લીંબાણી પરિવારની સામાન્ય સભામાં નિર્ણય લેતા, પરિવારને સનાતની તરીકે જાહેર કરી દેવામાં આવ્યું. આથી લીંબાણી સતપંથીઓને સામાન્ય જનતાણી જેમ દર્શન કરવા શિવાય કોઈ હક્ક નહિ રહે. તેમને જમવાની કે રહેવાની કોઈ પણ સુવિધા આપવામાં નહિ આવે.
This decision was taken in General Meeting of Limbani Parivar. Thus Satpanthi Limbanis will only be allowed to have Darshan similar to ordinary public. Facilities of Lodging and Boarding will not be extended to them.

આ અંગેનો અહેવાલ ટૂંક સમયમાંજ સમાજની પત્રિકાઓમાં જાહેર કરવામાં આવશે.

A report in this respect will be published very soon, in the publications of our Samaj.

લીંબાણી પરિવારને ખુબખુબ અભિનંદન.
Congratulations to the Limbani Parivar

Real Patidar
www.realpatidar.com

---

- Views expressed here are for the sake of discussion and knowledge only.
- To fully understand the contents of this email, you may be required to read http://issuu.com/patidar/docs/series_1_-covering_email_contents
- To know more visit www.realpatidar.com or send a request-mail to mail@realpatidar.com
- To receive emails send a request to mail@realpatidar.com or join google group http://groups.google.com/group/realpatidar/
- Views expressed here are not necessarily of Real Patidar or subscribed by Real Patidar.

BEWARE !! BEWARE !!
Phishing attacks: Following ids of Pro-Satpanthis;
1. real-patidar@googlegroups.com 2. realpatidarr@gmail.com 3. realpatidaar@gmail.com
are **NOT** related to the www.realpatidar.com, the original Real Patidar

---

# Real Patidar

a people's movement

## OE 39 -Chhabhaiya Parivar formally boycotts Satpanths / છાભૈયા પરિવારે વિધિસર સતપંથીઓનો બહિષ્કાર કર્યો



Posted by Real Patidar on 10-Aug-2011 [Edit] Go to comments Leave a comment (0)

Print this entry | Print this page

10-Aug-2011

|| જય લક્ષ્મીનારાયણ || || Jay Laxminarayan ||

આજે તા. ૧૦-૦૮-૨૦૧૧ નાં કચ્છ ના, અરલ ગામમાં સમસ્ત છાભૈયા પરિવારની જાહેર સભા હતી. તે સભા માં એક અવાજે સતપંથીઓ ને પરિવારમાંથી અલગ કરવાના ઠારવા ને પસાર કરવામાં આવ્યો છે.

તેમજ છાભૈયા પરિવારના નામમાં પણ "સનાતન" શબ્દ સ્વીકારી લેવામાં આવ્યો છે.

આનો સીધો અર્થ એમ થાય કે છાભૈયા પરિવારે પણ સતપંથીયાઓ કે પરિવાર માં થી બહાર કાઢી નાખ્યા છે.

છાભૈયા પરિવારને ખુબ ખુબ અભિનંદન.

Today dated 10-Aug-2011, a general meeting of entire Chhabhaiya Parivar was held at village Aral, in Kutch. In that meeting, in one voice the resolutions to boycott Satpanthis (excommunicate from the Parivar) has been passed.

Further, the name of the Parivar has been changed to include the word "Sanatan" into it.

In simple words, Chhabhaiya Parivar has also ex-communicated (permanently boycotted) the Satpanthis.

Congratulations to the Chhabhaiya Parivar.

Real Patidar
www.realpatidar.com



Download / Print / View full article, with attachments (if any):
http://www.box.net/shared/xrsjqx6bcug6649sctq3

## OE 41 -Mandvi Taluka -Historical Decision -Relations with Satpanth are permanently cut / માંડવી તાલુકા – ઐતિહાસિક નિર્ણય – સતપંથીઓ સાથે સબંધ કાપવામાં આવ્યા.



Posted by Real Patidar on 09-Nov-2011 Go to comments Leave a comment (6)

09-Nov-2011
|| Jay Laxminarayan || || જય લક્ષ્મીનારાયણ ||
|| Jay Sanatan Dharm || || સનાતન ધર્મની જય ||

આપણી સમાજ માટે આજનો દિવસ ઐતિહાસિક દિવસ છે. આવતા સમયમાં, એટલે ભવિષ્યમાં, નોંધ લેવા જેવું, બહુ મહત્વપૂર્ણ નિર્ણયો અને તે પ્રમાણેને પગલાં આજે લેવાયા છે.

Today is a historical day. Today, very important decisions and accordingly steps, worth taking note in the future, were taken.

માંડવી તાલુકાના આપણાજ ભાઈઓએ આજે ઐતિહાસિક કામ કર્યું છે. આજે માંડવી તાલુકામાં, સનાતની લોકોની પ્રચંડ હાજરી અને ગજબનો ઉમળકો જોવા મળ્યો. લોકોની ઉદારતા જોઈને ભલભલા લોકો અચંબા પડી ગયા. લોકોની હાજરી એટલી હતી કે, માંડવી હોસ્ટેલમાં બેસવાની જગ્યા પણ નહોતી. આપણા માંડવી તાલુકાના ભાઈઓએ આજે નવી "સનાતની" સમૂહ લગ્ન સમિતિ ("શ્રી કંઠી વિભાગ લક્ષ્મીનારાયણ પાટીદાર સનાતન સમાજ, માંડવી કચ્છ, સમૂહ લગ્ન આયોજન સમિતિ") રચી છે. માંડવી તાલુકામાં, આગાઉ ચાલતી જૂની સમૂહ લગ્ન સમિતિ, જેમાં સતપંથી લોકો સાથે હતા, તે સમિતિમાંથી બધાજ સનાતની ભાઈઓ કાયમ માટે નીકળી ગયા છે.

Our brothers from Mandvi Taluka have created history. Today witnessed the unprecedented number of people and very high levels of joy and happiness amongst them. The levels of generosity shown by the people, astonished many. People came is such large numbers that there was no place to sit in Mandvi Hostel premises, where the meeting was held. Today, people from Mandvi Taluka formed a new "Sanatani" Samuh Lagna Samiti. (A committee which arranges for common "mass" marriages). This new Samiti is called "Shri Kanti Vibhag Laxminarayan Patidar Sanatan Samaj, Mandvi Kachchh, Samuh Lagn Aayojan Samiti". All sanatani members have resigned in mass from the existing, old samiti, in which Satpanthi people were also members.

આ સમિતિના પ્રમુખ તરીકે "શ્રી કેશવભાઈ લીંબાણી", હાલે મુલુંડ, મુંબઈવાળાને પસંદ કરવામાં આવેલ છે.

Shri Keshavbhai Limbani is appointed as the president of the new Samiti.

આજ પછી હવે આપણી માંડવી સમાજમાં, એટલે સનાતની સમાજમાં, (જેમાં સતપંથી લોકોને સ્થાન નથી), તેવા સમાજમાં જે કોઈ સમૂહ લગ્ન યોજાશે, તે આ નવી રચાયેલી સમૂહ લગ્ન સમિતિના નેજા હેઠળ યોજાયેલ સમૂહ લગ્ન કાર્યક્રમમાંજ થશે.

Henceforth in our Mandvi Samaj, viz., Sanatani Samaj, (in which Satpanthis do not have any place) when ever Samuh Lagn (Mass Marriage) would be organised, it will be only under the banner of the new Samiti formed today.

ત્રણ વર્ષના દાતાઓ, નાનાથી મોટો બધા ખાતા બુક થઈ ગયા. ત્રણ વર્ષ માટે સૌજન્ય દાતાની નવી સ્કીમ બનાવી, જેમાં સૌજન્ય દાતાનું નામ ત્રણ વર્ષ માટે વાપરવામાં આવશે. આ સૌજન્ય દાતાની જગ્યા માટે પણ દાતા મળી ગયા. આ વર્ષના લગ્ન માટે લોકોએ રોકડામાં કન્યાદાન તરીકે લાખોના દાન પણ આપ્યા છે. હજી તો સમિતિ બની તેનો પહેલો દિવસજ છે. સમૂહ લગ્નને તો હજી ઘણી વાર છે, તો પણ લોકોએ પોતાની ખુશીથી જે દાન આપ્યું છે, તેના દ્વારા તેઓએ એક મોટો સંદેશ આપ્યો છે. તેમની લાગણી વ્યક્ત કરી છે.

Donors have confirmed donations for all the heads of donations, for three years. A new scheme called "Saujanya Data" (Complimentary Donor) was launched, which was also successful in finding a Donor. People have donated in lakhs of rupees towards "Kanya Daan" (Gift to the bride). A point worth noting is that it is just the first day of formation of the samiti and people have give donations whole heartedly. The actual function is months away. All this suggests that people wanted to send a strong message out. They have expressed their feelings towards Sanatan Dharm.

**પહેલાં દિવસેજ દાતાઓની ઉદારતા અને લોકોની અભૂતપૂર્વ પ્રચંડ હાજરી એ દર્શાવે છે કે માંડવી તાલુકાના લોકોને સનાતન ધર્મ પ્રત્યે કેટલી મોટી ચિંતા અને કાળજી છે. ફક્ત તેઓને સાચા સનાતની નેતાઓની જરૂર હતી. નવી સમિતિના કાર્યકર્તાઓ ચુંટીને તેમને સાચા સનાતની નેતાઓ પસંદ કર્યા છે. જૂની સમિતિના કે સનાતની-સભ્યો હતા કે જેઓ આજની ચળવળના પાછળના લોકોને કહેતાં હતા, કે "તમે ખોટું કરી રહ્યા છો", તેઓએ પણ માન્યું કે તેઓ પોતે ખોટા હતા અને નવી સમિતિના કરતા-હરતા લોકો સાચા છે.**



**The generosity shown by the donors of the first day itself and presence of people in very huge numbers, suggest that ordinary people of Mandvi taluka share strong views about Sanatan Dharm. They were waiting for the right kind of leaders. By forming the new Samiti, they have chosen their true Sanatani leaders. Even the Sanatani members of the erstwhile samuh lagn samiti, who used to discourage the people behind today's meeting, started accepting that they were totally wrong. They accepted**

**that the people behind the today's meeting were right in taking their position.**

આજે ઇતિહાસ લખાયો છે. જે લોકો આપણો માંડવી તાલુકાને ધર્મ મુદ્દે નબળો સમજતા હતા, તેઓને પણ હવે ખાત્રી થશે કે બાકીના બે વિચાતર એટલે, વચલો પાંચડો અને આથમણો પાંચાડાની જેમ માંડવી તાલુકો પણ જાહેરમાં કટ્ટર સનાતની રંગે રંગાયો અને સતપંથ ધર્મને ત્યાગી દીધો.

Today history has been written. Those people who felt that Mandvi region was weak when it came to the issue of Sanatan religion, would now feel that like the other two regions viz., the Nakhatrana region (Middle Panchada) and Dayapar Region (East Panchada), now the Mandvi region has also embraced staunch Sanatani stance, by rejecting Satpanth religion.

હવે સમગ્ર કચ્છમાં, કડવા પાટીદારોના, બધાજ પ્રાંતોમાં સતપંથીઓથી, હમેશ માટે સબંધો કાપી નાખવામાં આવેલ છે.
આજની મેટિંગ દર્શાવે છે કે સનાતનીભાઈઓએ સતપંથીઓ સાથે હમેશ માટે છેડો ફાડી નાખ્યો છે.

Now in all regions of Kachchh, where Kachchh Kadva Patidar community is settled, the people of that community have permanently cut all ties with Satpanthis.

જે લોકો કહેતાં કે માંડવી વિસ્તારમાં આવીને સનાતનીનું કામ કરી બતાવો, તેવા લોકોને, આજની મીટીંગ દ્વારા સનાતનીલોકોએ, તેમના ગાલ પર કડક તમાચો માર્યો છે. હવે સનાતન સમાજમાં રહીને "સનાતન ધર્મના વિરુદ્ધ" બોલવાની કોઈમાં પણ તાકાત નહિ રહે.

Those who dared other people to come to Mandvi Taluka to work for the cause of Sanatan religion, have been given a befitting slap on their face. Now it would not be possible for people to remain in Sanatan samaj and speak against the Sanatan Religion.

શ્રી કેશવભાઈ લીંબાણી અને તેમની ટીમએ તેમનું નામ ઇતિહાસમાં અમર કર્યું છે, તે બદ્દલ તેમને ખુબ ખુબ અભિનંદન અને ધન્યવાદ.

Congratulations and all the best to Shri Keshavbhai Limbani and his entire team, who has written their names on history.

Real Patidar / રીયલ પાટીદાર

Update: 19-Nov-2011
News item published today in Kutch Mitra News Paper, Bhuj Edition, Page 14.
આજે, કચ્છ મિત્ર, ભુજ આવૃત્તિના પાનાં નં ૪માં છપાયેલ સમાચાર

Mandvi Taluka -Historical Decision -Relations with Satpanth are permanently cut | OE 41






માંડવીમાં કંઠી વિભાગ લક્ષ્મીનારાયણ સનાતન સમાજની બેઠકનું દીપ પ્રાગટ્ય કરતા નારાણ શામજી, હંસરાજભાઇ ધોળુ, કેશવજીભાઇ તથા અન્ય આગેવાનો.

# કંઠી વિભાગ લક્ષ્મીનારાયણ સનાતન સમાજને સર્વોચ્ચ શિખરે લઇ જવાની નેમ

માંડવી, તા. ૧૮ : અહીં કંઠી વિભાગ લક્ષ્મીનારાયણ સનાતન સમાજ આયોજન સમિતિની બેઠક યોજાઇ હતી. જેમાં આગામી પ્રથમ સમૂહલગ્ન માટે વિચારણા કરાઇ હતી અને સમાજને સર્વોચ્ચ શિખરે લઇ જવાની નેમ વ્યકત કરાઇ હતી.

૨૦ ગામના પ્રતિનિધિઓની કંઠી વિભાગની બેઠક રાયણ મોટી સનાતન સમાજવાડી ખાતે સવારે મળ્યા બાદ બપોરે લખુભાઇ વીરજી ધોળુ કુમાર છાત્રાલય ખાતે સામાન્યસભાનું આયોજન નારાણભાઇ રામજી પોકારના અધ્યક્ષસ્થાને કરાયું હતું જેમાં સ્વાગત ભવાનજીભાઇ રામાણીએ કર્યું હતું. કેશવલાલ લીંબાણીએ સનાતન વિચારધારાને આગળ લઇ જઇ સર્વોચ્ચ શિખર સુધી પહોંચાડવાની નેમ વ્યકત કરી હતી.

આયોજન સમિતિના પ્રમુખપદે કેશવલાલ ડી. લીંબાણી, ઉપપ્રમુખ મણિલાલ ભગત, મોહનભાઇ રામજિયાણી, કાંતિભાઇ ધોળુ, મહામંત્રી હેમચંદ છાભૈયા, સહમંત્રી હેમચંદ વાસાણી, નરશીંભાઇ ચોપડા, અરવિંદભાઇ ધોળુ, ખજાનચી

## પ્રથમ સમૂહલગ્નના આયોજન માટે માંડવી ખાતે બેઠક યોજાઇ

શાંતિલાલ ચૌધરી, સહખજાનચી ભવાનજી સેંઘાણી, હીરાલાલ ધોળુ તેમજ સલાહકાર સમિતિમાં ૧૨ સભ્યોની નિયુક્તિને આવકાર્યા હતા.

સમૂહલગ્નમાં ભોજનના દાતા મગનલાલ પોકાર, દિલીપભાઇ ધોળુ, પ્રેમિલાબેન કલ્યાણજી ધોળુ (રાયણ મોટી), મંડપના દાતા ત્રણ વર્ષ મણિબેન લીંબાણી, કેશવ દામજી, જેન્તીલાલ શીરવી, કુંવરબેન દામજી તેમજ અન્ય દાતાઓ પ્રેમજી ચોપડા (જનકપુર), રામબાઇ રૂડાણી (ઘાટકોપર), કરશન દિવાણી (મુંબઇ), પરસોત્તમ સેંઘાણી (મુંબઇ), જીવરાજ ચૌહાણ, મૂલબાઇ રામજિયાણી, સ્વ. નાનબાઇ કાનજી ચોપડા (જનકપુર), કરમશી રામજિયાણી, સ્વ. ભાણજી અમૃતિયા, ગં. સ્વ. રુડીબેન ચોપડા (જનકપુર), મણિલાલ ભગત ઉપરાંત દાતાઓ દ્વારા દાનની સરવાણી વહી હતી.

આ પ્રસંગે હંસરાજભાઇ ધોળુએ કેન્દ્રીય સમાજએ બહાર પાડેલા શ્વેતપત્રને અનુલક્ષીને સનાતન ધર્મ પાળવા, દામજીભાઇ ધોળુએ સનાતન વિકાસને અવરોધરૂપ પરિબળોને દૂર કરવા, કંચનબેન રામાણીએ બહેનોને જાગૃત બનવા આહ્‌વાન કર્યું હતું.

મોટી સંખ્યામાં ૨૧ જેટલા ગામના જ્ઞાતિજનો હાજર રહ્યા હતા. સંચાલન હેમચંદભાઇ છાભૈયા અને આભારવિધિ કાંતિલાલ ધોળુએ કરી હતી. લગ્નનોંધણી માટે કિરણ સ્ટોર-માંડવીમાં જેન્તીભાઇ પારસિયા મો.નં. ૯૮૭૯૬ ૭૦૩૨૧ ઉપર નામો નોંધાવી શકશે.



**કચ્છ મિત્ર - ભુજ આવૃત્તિ - તા. ૧૯-૧૧-૨૦૧૧ -પાનું ૧૪**

Kutch Mitra - Bhuj Edition - 19-Nov-2011 -Page 14

2012-08 -Ramani Parivar Tharav



**mail <mail@realpatidar.com>**

## Fwd: Ramani parivar no tharav

**Pradeep Nathani** <pradeepnathani@gmail.com> Fri, Aug 3, 2012 at 9:22 AM
Reply-To: realpatidar@googlegroups.com
To: sanatanpatidar@googlegroups.com, realpatidar@googlegroups.com

---------- Forwarded message ----------
From: **Gaurang** <gaurang009@yahoo.co.in>
Date: Thu, Aug 2, 2012 at 10:58 PM
Subject: Fwd: Ramani parivar no tharav
To: Prdip Nathani <pradeepnathani@gmail.com>

Gg_

Begin forwarded message:

> **From:** Gaurang <gaurang009@yahoo.co.in>
> **Date:** 1 August 2012 4:36:00 PM GMT+05:30
> **Cc:** recipient list not shown: ;
> **Subject: Ramani parivar no tharav**

> 31 July to 1 aug na Ramani parivar ni maha sbha ma president sivsgan Bhai Ramani benglooroo Kutch ma ratadiya na aades ne samgra Ramani parivare tharav Kari jaher karyu ke akhil Bhartiy Kutch kadva patidar samaj na prasarit karvama aavel Swetpatra nu aan baan saan thi aavkare 6e ane tene parivar na malkha ma swikari tamam ne Swetpatra palava no anurodh kare 6e
> Jeo Swetpatra ni aadar palan nahi kare teno samaves Ramani parivar ma kendriy samaj na Niti niyaman mujab j rahese...

2012-08 -Ramani Parivar Tharav






Gg_

--
Thanks & Regards

Pradeep Nathani

Resi : 2515-5771
Cell : 98203-69377

E-mail : pradeepnathani@gmail.com
pdn123@rediffmail.com

--
--

